અ. ભા. કચ્છ કડવા પાટીદાર સંમેલન

# નખત્રાણા ખાતે સર્જીકલ હોસ્પિટલ માટે સ્થળ પર જ રૂ. પાંચ લાખનો ફાળો

## વિધાનસભા અધ્યક્ષની ટહેલને ઉપાડી લેતા પાટીદાર દાનવીરો

## ૨૦ હજારની હાજરી વચ્ચે ઉમંગ-ઉત્સાહ અને પ્રેરણા દ્રશ્યો

ભુજ તા. ૨૩ : આજે નખત્રાણા ખાતે અખિલ ભારત કચ્છ કડવા પાટીદાર સમાજ હેમજ યુવક સંઘના દ્વિતિય અધિવેશન પ્રસંગે ગુજરાત વિધાનસભાના અધ્યક્ષ શ્રી કુન્દનલાલ ધોળકિયાએ પાટીદાર સમાજની પ્રગતિશીલ પ્રવૃતિઓને બિરદાવી નખત્રાણા ખાતે સર્જીકલ હોસ્પિટલ બાંધવા ટહેલ નાંખતા પાટીદાર આગેવાનોએ તેને ઉમળકાભેર વધાવી લીધી હતી અને સ્થળ પર જ રૂપિયા પાંચ લાખ જેટલો ફાળો નોંધાવ્યો હતો.

આ ફાળાની શુભ શરૂઆત ઉખેડાના શ્રી મનજી વાલજી પટેલે રૂપિયા એક લાખનો ફાળો નોંધાવીને કરી હતી, ટોડીયના શ્રી ભગુજી ભીમજી એ રૂ. ૫૧,૦૦૦ નોંધાવેલ હતા અને પછી નાના મોટા ફાળાની જાહેરાતના પ્રવાહ ચાલ્યો હતો. અને કચ્છ, ગુજરાત તેમજ ગુજરાત બહારના લોકોએ ફાળો નોંધાવવાનો વિધિ લગભગ અઢી કલાક જેટલો સમય ચાલ્યો હતો.

શ્રી કુન્દનભાઇએ પણ તેમના માતુશ્રી સ્વ. જીવીબેન જશવંતરાય ધોળકિયાના નામે રૂપિયા ૫૦૧ જાહેર કર્યા હતા.

લેઉઆ આગેવાન શ્રી વી. કે. પટેલે રૂ. ૫૦૦૧ નોંધાવતા અન્ય લેઉઆ પાટીદારોએ પણ ફાળો નોંધાવ્યો હતો.

આ સમારંભના પ્રમુખસ્થાનેથી બોલતાં અધિવેશનના પ્રમુખ તથા કચ્છના અગ્રણી શ્રી ખીમજી નાગજી પટેલે પાટીદાર ભાઇઓને શ્રી કુન્દનભાઇના સુચનોનો અમલ કરવા જણાવ્યું હતું.

પ્રારંભમાં સમાજના અગ્રણીઓ સર્વશ્રી વાલજી બાપા, કરમશી સોવદાસ, મનજી બાપા, ખીમજી લખમશી, વી. કે. પટેલ, શોવદાસ બાપા, ખોખજી ક્યરા, વગેરેઓ શ્રી કુન્દનભાઇનું સ્વાગત કર્યું

(અનુસંધાન છેલ્લે પાને)

## પાટીદાર સંમેલન

( પહેલા પાનાથી ચાલુ )

હતું.

આ પ્રસંગે જીલ્લા પંચાયત પ્રમુખ શ્રી જેઠમલભાઇ મડેયાર, નખત્રાણા તાલુકા પંચાયત પ્રમુખ શ્રી પ્રવિણસિંહ જાડેજા, સાબરકાંઠા કોલેજના આચાર્ય શ્રી રતિભાઇ, શ્રી ખટાઉ બાપા, શ્રી નાનાલાલ ઉકાણી, શ્રી નથુભાઇ નાનજી, પટેલ સમાજના સો કાર્યકરો શ્રીમતી પુષ્પાબેન પટેલ, શ્રીમતી મંજુલાબેન ઉકાણી શ્રીમતી લક્ષ્મીબેન રવજી વગેરેએ પ્રવચનો કર્યા હતાં.

પ્રારંભમાં સમેલનનો ખ્યાલ આપતાં સંચાલક શ્રી પ્રેમજીભાઇ પુંજાએ જણાવ્યું હતું કે ત્રણ દિવસના આ સંમેલનમાં વીસેક હજાર જેટલા ભાઇ બહેનો ભાગ લઇ રહ્યા છે

શ્રી કુંદનભાઇએ આ પ્રસંગે જણાવ્યું હતું કે, નખત્રાણા વિસ્તારમાં સર્જીકલ સેવાઓની જરૂર છે, ... નખત્રાણામાં ઉભી થનારી ... નખત્રાણા, ... અને લખપત તાલુકાને ખૂબ ઉપયોગી બનશે.

આ હોસ્પીટલ માટે નખત્રાણા તાલુકા હોસ્પીટલ સમિતિનો એક એડહોક સમિતિની રચના થઇ છે જેમાં સર્વશ્રી ખીમજી નાગજી પટેલ, મનજી વાલજી પટેલ અને વાલજી ... પટેલનો સમાવેશ થયો છે.

આ પ્રસંગે પાટીદાર સમાજના અગ્રણીઓના તૈલચિત્રોનો અનાવરણવિધિ કરતાં શ્રી કુન્દનભાઇએ આ મહાનુભાવોની સેવાઓને અંજલી આપતાં તેઓમાંથી સમાજ તેમજ નાના વર્ગના લોકોની સેવા કરવાની પ્રેરણા લેવા સંમેલનને અનુરોધ કર્યો હતો

કચ્છમાં રસ્તા, વીજળી વગેરે ક્ષેત્રે જે પ્રગતિ થઇ છે તથા પ્રયાસો હાથ ધરાયા છે તેનો ખ્યાલ આપતા શ્રી કુન્દનભાઇએ કહ્યું કે કચ્છ પછાત છે તેવા નિરાશાવાદમાંથી બહાર આવી કચ્છના કાર્યકર્તાઓએ પોતપોતાનાં વિસ્તારના કામો ઉપાડી લેવા સતત પ્રયાસો કરવા જોઇએ

પાટીદાર સમેલનની સુંદર કામગીરીને બિરદાવતા શ્રી કુન્દનભાઇએ લોકોના સંપ, સહકારને મીઠા પાણીના માનવ મહેરામણ તરીકે વર્ણવ્યા હતા, તેમણે નખત્રાણા તાલુકાના વિકાસમાં કેટલાક ઉમેરો કરવા સુચન કરતાં જણાવ્યું અત્રે એક સર્જીકલ હોસ્પિટલ કરવા, ૫૦૦ ઉપરની વસતિવાળાં ગામોને બસ આપવા, ૨૦ ગામોએ એક ધાર્મિક કરવા, થોડાક ઉદ્યોગો ઉભા કરવા જરૂરી છે

અધ્યક્ષશ્રીના હસ્તે પાટીદાર સમાજના અગ્રણી સ્વ. શ્રી પરબત લાખુ સ્વ. શ્રી ભીમજી કેસરા, શ્રી નારાયણ શિવજી, શ્રી શીવજી શેઠ, સ્વ. અરજણ રામજી, સ્વ. નારાયણ રામજીના તૈલ ચિત્રોનું અનાવરણ કરવામાં આવ્યું હતું.

... વી. પંડ્યા : મુદ્રક પ્રકાશક - સુરેશ ...
... ધનજીભાઇ એસ્ટેટ મિશન રોડ, ભદ્ર અમદા...

